**For the benefit of poor patients.**

ગરીબ દર્દીઓના લાભાર્થે;

શેઠ પોપટલાલ હરિલાલ નગરીના ઉદાર આશ્રય નીચે.

# "જય ભારતી"

## નાટકનો ટુંક સાર અને ગાયનો.

લેખક:

શ્રીયુત દશરથલાલ લક્ષ્મીશંકર જહા.

પ્રકાશક.

મેનેજીંગ કમીટી ૨૧ મી સોશીયલ ગેધરીંગ અને કોન્સર્ટ

બી. જે. મેડીકલ સ્કુલ. અમદાવાદ.

સંવત ૧૯૮૭ ઇ. સ. ૧૯૩૧



મુલ્ય ચાર આના.

## બી. જે. મેડીકલ સ્કુલ એમેચ્યોર્સ તરફથી.

# વિજ્ઞપ્તિ.

દર વર્ષે અત્રેની બી. જે. મેડીકલ સ્કુલ એમેચ્યોર્સ પોતાના વાર્ષિક સમ્મેલન સાથે નાટ્ય પ્રયોગ પણ ભજવી બતાવે છે તે નિયમાનુસાર આ વર્ષે પણ અમોને અમારો “ જયભારતી ” નામનો નાટ્ય પ્રયોગ અમારી શક્તિ અનુસાર સુજ્ઞ પ્રેક્ષકો સમક્ષ રજુ કરતાં ઘણો હર્ષ થાય છે. હાલના જમાનાને અનુસરીને અમોએ એક સમાજીક સંસ્કારી નાટ્ય પ્રયોગ ગુર્જર રંગભૂમી ઉપર ભજવવાને પસંદ કર્યું છે.

નાટ્ય નાયક સૌભાગ્યચંદ્રને ગર્ભશ્રીમંતનો પુત્ર હોવા છતાં પણ તેના દુરાચારી મિત્રોની સોબતમાં એક ઉદ્ધત, અનાચારી, દારૂડીઆ તરીકે આલેખવામાં આવ્યો છે. મનુષ્યો જુગાર અને દારૂના વ્યસનથી વિલાસી બની કેટલી હદ સુધી અનીતિના માર્ગે પોતાના આત્માને દોરી જઇ પોતાની જીંદગી કેટલી દુ:ખમય બનાવે છે તેનો આબેહુબ ચિતાર રજુ કર્યો છે. જ્યારે એક બાજુ નફ્ફટ અને કેવળ સ્વાર્થી વેશ્યાની કપટ જાળમાં ફસાઇ જઇ દુરાચારી આત્માઓ પોતાની સર્વ મીલ્કત ફના કરે છે ત્યારે બીજી બાજુ વિનાયકરાય અને સૌભાગ્યચંદ્ર જેવા ધર્મીષ્ઠ આત્માઓ પોતાનું જીવન સર્વસ્વ દેશસેવાના હિતકારીક કાર્યોમાં કુરબાન કરે છે. હિન્દુ સમાજની રૂઢીનો ભોગ થઇ પડેલી બાળ વિધવાની કરૂણાજનક સ્થિતિ આંખમાંથી આંસુઓની ધારાઓ વહેવરાવે છે ત્યારે જયવતી જેવી નિર્દોષ, સરલ, સુશિક્ષિત્ પત્નિની પતિ ભક્તિ ‘ આફ્રીન પોકરાવે છે ’ ટુંકમાં આ નાટ્ય પ્રયોગના લેખકે આધૂનિક સમાજની હસ્તરેખા આબેહુબ દોરી આપણી સમક્ષ રજુ કરી છે.

આ નાટ્ય પ્રયોગ ભજવવામાં અમારો હિંદુ સમાજ ઉપર કોઇ પણ રીતે આક્ષેપ મૂકી કોઈના મનની લાગણી દુભાવવાનો નથી, પરન્તુ કેટલીક કનીષ્ઠ રૂઢીઓનો ભોગ થઈ પડેલી બાળ વિધવાઓને પોતાની જીંદગી કેવી રીતે દેશ કાર્યમાં પરોવી શકાય, તેમજ વ્યસની આત્માઓને પોતાની જીંદગી કેવી રીતે સન્માર્ગે દોરી શકાય તેનો બોધ પાઠ ભણાવવાનોજ છે. આ નાટ્ય પ્રયોગ અમારે અમદાવાદની સુજ્ઞ પ્રજા સમક્ષ તાત્કાલીક રંગભૂમી ઉપર રજુ કરવાનો હોવાથી અમોએ ઘણા ટુંક સમયમાં તૈયાર કર્યો છે જેથી તેમાં ઘણા દોષો રહી ગયા હશે. તો તે દોષો

તરફ સુજ્ઞ પ્રેક્ષકો નીર્લક્ષ વૃત્તિ રાખી, હંસન્યાય વૃત્તિએ અવલોકશે એવી અમારી વિનંતિ છે અને જો તેમાં તેઓનાં મન કંઈક પણ અંશે આનંદિત થશે તો અમે અમારો પ્રયત્ન સફળ થયો માનીશું.

આ નાટ્ય પ્રયોગના લેખક શ્રીયુત રા. રા. દશરથલાલ લક્ષ્મીશંકર જોષી એ આ અમુલ્ય સામાજીક નાટ્ય પ્રયોગ ભજવવાની રજા આપવામાં અને નાટ્ય-ગાયનો બનાવી આપવામાં શ્રીયુત રા. રા. મધુસુદન ગીરધરલાલ આચાર્યે જે સહૃદયતા અને ઉપકારવૃત્તિ દર્શાવ્યાં છે તે બદલ અમો તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. સુજ્ઞપ્રેક્ષક વર્ગે પોતાના અમુલ્ય સમયનો ભોગ આપ્યો છે તેના માટે અમો તેમના પણ આભારી છીએ. આ નાટય પ્રયોગને સફળ બનાવવામાં અમારા મિત્રમંડળે પોતાના અમુલ્ય સમયનો ભોગ આપ્યો છે અને હરેક એમેચ્યોરે ઉત્સાહપુર્વક કાર્ય કરી મદદ કરી છે તેઓનો પણ અમો આ સમયે આભાર માનવાની તક લઈએ છીએ.

માસ્તર થીએટર ઘીકાંટા. મગનલાલ એમ. પટેલ. રતિકુમાર વ્યાસ,
અમદાવાદ તા. ૨૨-૯-૩૧ જોઈન્ટ ડ્રામેટીક સેક્રેટરીઝ.



# "પાત્ર પરિચય"

## "જય ભારતી"

## નાટકના પાત્રો.

સૌભાગ્યચંદ્ર:—શ્રીમંતનો પુત્ર હોવા છતાં કુસંગને અંગે દુરાચાર અને અનીતિને પંથે જતો યુવક.

મી. રતિકુમાર વ્યાસ.

સુભાષચંદ્ર:—દેશદાઝથી ઉછળતો સમાજ સુધારક યુવક મી. ઇન્દ્રવદન મ્હેતા

વિનાયકરાય:—ગર્ભશ્રીમંત શેઠ સૌભાગ્યચંદ્રનો પિતા મી. ગજેન્દ્ર પંડ્યા

જગમોહન:—મંગળાનો ક્રુર કાકો મી. ભગવાનસિંહ ઠાકોર

| | | |
|---|---|---|
| વૈકુંઠ } | સૌભાગ્યચંદ્રના મિત્રો | મી. મણીલાલ દોશી |
| નૌત્તમ } | | મી. ચંપક ઝવેરી |
| ૧ લો મિત્ર } | સુભાષના મિત્રો | મી. હરિપ્રસાદ ત્રીવેદી |
| ૨ જા મિત્ર } | | મી. અનિલકુમાર ઠાકર |

કૉમીક

| | | |
|---|---|---|
| સુરેષ ( જાદુગર ) | ચંપાનો ગ્રાહક | મી. એમ. એ. ત્રીવેદી |
| ઓઘડકાકા:— | ચંપાનો વૃદ્ધ પતિ | મી. એમ. વી. બધેકા |
| નવરંગ:— | ઓઘડનો ભત્રીજો | મી. સી. સી. કીનારીવાળા |
| કેશવ:— | સુરેષનો મિત્ર | મી. એચ. જે. ત્રીવેદી. |

---

સ્ત્રી પાત્રો

| | | |
|---|---|---|
| જયવન્તી:... | સૌભાગ્યચંદ્રની આદર્શપત્નિ | મી. કાન્તીદલાલ |
| મંજરિ:— | એક વેશ્યા | મી. શાન્તિ પરીખ |
| મંગળા:— | એક બાળ વિધવા | મી. ઠાકોરભાઈ મ્હેતા |
| ચંપા:— | કૉમીક સ્ત્રી પાત્ર | મી. સી. એલ. પટેલ. |

ઉપરાંત, જજ, વકીલ, પોલીસ, સાધુઓ, સ્વયંસેવકો. વિગેરે.

રતિકુમાર વ્યાસ એમ. એમ. પટેલ
જોઇન્ટ ડ્રૅમેટીક સેક્રેટરીઝ.
સ્ટેજ મેનેજર મી. હરીલાલ કે. ભટ્ટ.

# "જય ભારતી" નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

### પ્રવેશ પહેલો.

શ્રીમંતનો પુત્ર હોવા છતાં કુસંગને અંગે દુરાચારી બનેલા સૌભાગ્યચંદ્રની જન્મ જયંતીની ખુશાલીની મીજલસમાં નિમંત્રેલા મિત્રો આનંદ કરતા બેઠા છે. જ્યારે દેશ કંગાલીયત અને પડતી દશા ભોગવી રહ્યો છે, ત્યારે એક કુલાગાર પુત્રની જન્મ જયંતીમાં પૈસા બરબાદ થતા જોઈ વિનાયકરાયનો શોક. મિત્રોને જ્ઞાનરૂપી ઠપકાના શબ્દોમાં દેશની પરિસ્થિતિનો ખ્યાલ આપી રજા આપવી. હિંદુ બાળ વિધવાનું આગમન અને હિંદુ સમાજમાં પોતાના સ્થાનનું કરૂણ વર્ણન સૌભાગ્યચંદ્રનું પ્રવેશવું અને વિધવાના અંગલાલિત્યથી મુગ્ધ બનવું. પિતા જ્ઞાનરૂપી શબ્દોમાં પુત્રને વિધવાની માતા તરીખે ઓળખ આપે છે. પિતા પુત્ર વચ્ચે વાગબાણ અંતિમમાં પુત્ર પિતાપર ખંજર લઈ ઉભા રહે છે. સુભાષનું આગમન અને સૌભાગ્ય સુભાષ વચ્ચે મતભેદ થતાં તકરાર ઉશ્કેરાયેલો સૌભાગ્ય ખંજર લઈ સુભાષ પર ખુની હુમલો કરે છે પણ સુભાષ હાથમાંનું ખંજર યુક્તીથી પકડી લે છે.

### પ્રવેશ બીજો:—

ચંપા પોતાના લગ્ન એક વૃદ્ધ સાથે થયેલાં હોઈને પોતાના શુષ્ક જીવન પર વિચાર કરતી ઉભી છે ત્યાં તેના ચાહક સુરપનું જાદુગરના વેષમાં આવવું અને તેના બુઢ્ઢા પતિને જાદુથી યુવાન કરી આપવા કહે છે. ત્યાં બુઢ્ઢા પણ આવે છે તે પણ યુવાન થવાનાં કોડથી જાદુગરના બોલવામાં ભરોસો મુકી પોતાની સ્ત્રીને જાદુગરને ત્યાં થાળ લઈ મંત્રાવવા માટે હંમેશાં મોકલવા કબુલ થાય છે.

### પ્રવેશ ત્રીજો:—

જયવતી "કાંતો કાંતાના" શબ્દોથી ત્રણ ચાર છોકરાઓને ઉપદેશ આપી રહી છે. સુભાષ પણ જયવતીના ઉપદેશને અનુમોદન આપતા દાખલ થાય છે. સુભાષને તેના મિત્રોએ આપી દીધેલું કાર્ય પડતું મુકી દઈ નોકરી અગર અભ્યાસ કરવા કહેવું સુભાષ લીધેલા ધ્યેય પર મક્કમ રહે છે. ત્યાં દારૂના નિશામાં સૌભાગ્યનું આવવું; ને જયવતીને ધમકાવી, ફરી અહી ન આવવા માટે તથા સુભાષને ન મળવા માટે કહેવું અને તેને મારતા મારતાં લઈ જવી.

### પ્રવેશ ચોથો:—

મંગળા કાષ્ટનો ભારો નહિ વેચવાથી ભયભીત થઈ ઘેર આવે છે. (નજીવા રકમનો મંગળાના ટ્રસ્ટી) ક્રૂર કાકાએ ગુસ્સે થઈ તે ભારો વેચીને ન આવે ત્યાં સુધી અન્નજળ નહિ આપવાની અને ઘરમાં નહિ પેસવા દેવાની ધમકી

આપવી અને ચાલ્યા જવું, મંગળાનું બેભાન થઇ નીચે પડવું અને થોડીવાર પછી ભાનમાં આવી પોતાની કરૂણ સ્થિતિનું રૂદન કરવું. તેવામાં સૌભાગ્યચંદ્રનાં મિત્ર નૌતમનું ત્યાં આવવું અને વિનાયકરાયના કહેવાથી તેનો પુત્ર સૌભાગ્યચંદ્ર કે જેના હાથમાં વિધવાઓનું મોટું ફંડ છે તે મંગળાને મદદ કરવા ઇચ્છે છે, તેમ તેને કહેવું અને ફસાવીને મંગળાને લઇ જવી,

સીન ટ્રાન્સફર.

## પ્રવેશ પાંચમો:

સીન ૫ મો.

### મંજરીનું વિલાસ—ભુવન.

પિતાની ત્રિજોરીમાંથી રૂા. ૧૦૦૦૦ ઉચાપત કરી દારૂના નિશામાં મશગુલ સૌભાગ્યચંદ્ર મંજરીને ત્યાં આવે છે. વૈકુંઠના કહેવાથી મંજરી સૌભાગ્યની સાથે કૃત્રીમ પ્યાર કરી નિશામાં પણ વધુ દારૂ પાઇ તેની પાસેથી રૂા. ૧૦૦૦૦ યુક્તિથી પડાવી લે છે. તેમાં નૌતમ મંગળાને લઈ અહીંઆં આવે છે; ને જેને જોઇને સૌભાગ્યચંદ્ર મંજરીને સંતાઇ જવાનું કહે છે; અને પોતે એક સદ્ગૃહસ્થ જેવો ડોળ કરી મંગળાને આવકાર આપે છે. અને પોતાની મીઠી જબાનથી લલચાવી પોતાની સાથે લગ્ન પૂર્નલગ્ન કરવા સમજાવે છે, મંગળા તેમ કરવા કબુલ થાય છે.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

ચંપાને આવતાં મોડું થઈ જવાથી જાદુગર પોતાની ઝુંપડીમાં ચંપાની રાહ જોતો કેશવ સાથે વાત કરતો બેઠો છે. ત્યાં ચંપા થાળ લઈ આવે છે જાદુગર ગુસ્સે થઈ ચંપાને ચાલી જવા કહી તેનો પતી યુવાન નહિ અને તેમ સાફ સંભળાવી કોઈ યુવાન સાથે લગ્ન કરી લેવા કહેવું પણ જાદુગર પોતે તેનો ચાહક સુરેષ જ છે તે ભેદ ખુલ્લો કરે છે. અને પરસ્પર લગ્નનાં વચન આપે છે.

## પ્રવેશ સાતમો:

### વિનાયકરાવનું દિવાનખાનું.

વિનાશને પંથે જતો સૌભાગ્ય પોતાનું ખુન કરી લાખ્ખોની મિલકત ફના કરી દેશે એવી બીકથી વિનાયકરાય પોતાની મિલકતનું વિલ કરી, હુન્નર કળા અને ધર્માદામાં પૈસા આપવા તૈયાર થાય છે. તેવામાં સૌભાગ્નું આવવું પિતા પુત્ર વચ્ચે મિલ્કતના વ્યય પર મતભેદ, અંતમાં ઉશ્કેરાયલો પિતા પુત્ર પર ગોળીબાર ચલાવવા ટેબલમાંથી રીવોલ્વર લેવા જાય છે. પણ તે પહેલાં સૌભાગ્ય પોતાની પિસ્તોલથી વિનાયકરાયને ઘાયલ કરે છે.

## અંક બીજો.

### પ્રવેશ ૧ લો.

### મંજરીનું વિલાસ ભુવન.

સૌભાગ્યચંદ્રના ફંદમાં ફસાયલી મંગળા છુટકારા માટે તર્કવિતર્ક કરે છે; અને સૌભાગ્યચંદ્ર સુભાષને મળવા બોલાવે છે એમ કહી પોતાને બચાવવા માટે ભૈયા સાથે સુભાષપર ચીઠ્ઠી મોકલે છે તેવામાં સૌભાગ્ય અને મંજરીનું આગમન અને અનીતિને પંથે જવા મંગળા પર દબાણ, ઘાયલ થયેલા વિનાયકરાય મરણ પામતાં અગ્નિ સંસ્કાર માટે સૌભાગ્યને બોલાવવા માટે જયવતીનું આવવું. મરણના ખબર મળતાં શોકને સ્થાને સૌભાગ્ય અને મંજરીનો હર્ષ તેવામાં સુભાષનું આગમન અને આટલી હદની નફ્ફટાઇ માટે સૌભાગ્યને ફીટકાર આપતાં સૌભાગ્યનું ગુસ્સે થવું અને સુભાષને પકડાવવા ભૈયાને બોલાવવો. સુભાષ પણ સંકેતથી પોતાના સ્વયંસેવકોને બોલાવે છે જે આવી સૌભાગ્ય અને તેના ભૈયાઓને પકડી રાખે છે. સુભાષ મંગળા અને જયવતીને લઇ પસાર થાય છે.

### પ્રવેશ બીજો કોમીક.

ઓઘડ કાકા યુવાનીના કોડમા હાથમાં આરસીલઇ જુવાનીના કોટા મોઢા પર ક્યારે ફુટે તેની રાહ જોતા આંટા મારે છે, નવરંગ ચંપાનો ફોટો ચીતરે છે. નવરંગ કાકાની મુર્ખાઇ ઉપર હાસ્ય કરી જુવાન થવાની આશા મુકી દેવા કહે છે. અને ચંપા જાદુગરની સાથે લગ્ન કરી નાખશે તે ભેદ ખુલ્લો કરે છે. ઓઘડ ગુસ્સે થઇ ચંપાની શોધમાં જાય છે.

### પ્રવેશ ત્રીજો:

### આશ્રમનો સીન.

સૌભાગ્યચંદ્રના ફંદામાં ફસાયલી મંગળાને લઇને સુભાષ આશ્રમમાં આવે છે. પુનર્લગ્નના પ્રશ્ન પર ચર્ચા કરી પરસ્પર લગ્ન કરવાના વચન આપે છે. ત્યાં વૈકુંઠ સુભાષને વિનાયકરાયના ખુનનો આરોપસર પકડાવવા વોરંટ લઇ પોલીસ પાર્ટી સાથે આવે છે; અને સુભાષને પકડાવી લઇ જાય છે. મંગલાનું આક્રંદ.

કોમીક.

## પ્રવેશ ૪ થો:

( જાદુગર ) સુરેષને ત્યાં ચંપા મોજ કરી રહી છે અને સુરેષ સાથે પોતાના લગ્ન કોર્ટ દ્વારા રજીસ્ટર કરાવવાનું નક્કી કરે છે. ઓઘડકાકા અને નવરંગ ચંપાને શોધવા ત્યાં આવી ચઢે છે, સુરેષ બુઢાપર ગુસ્સે થઇ તેમને ચાલ્યા જવા ધમકી આપાવે છે.

ચંપા હવે ઓઘડકાકાને ત્યાં નહિ આવવા નફ્ટ જવાબ આપે છે. ઓઘડકાકા ગુસ્સે થઇ બન્ને ઉપર લાકડી ઉગામી ધસે છે ત્યાં સુરેષ પિસ્તોલ કાઢી ઉભો રહે છે જેથી ઓઘડકાકા અને નવરંગ નાસી જાય છે.

## પ્રવેશ પાંચમો:

### જેલનો સીન.

સૌભાગ્ય ચંદ્રના કાવત્રાથી ખુની તરીકે પકડાયેલો નિર્દોષ સુભાષ પોતાના ધ્યેયપર વિચાર કરતો ચિંતાતુર હાલતમાં ઉભો છે. ત્યાં મંજુલાનું આગમન અને તેનો શોક. અને તે પછી સુભાષે તેને સાન્તવન આપી રજા આપવી.

સીન ટ્રાન્સફર.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સૌભાગ્યચંદ્ર પોતાના મિત્રો સાથે જુગારમાં સર્વે મિલ્કત હારી બેસે છે, છેવટમાં વૈકુંઠના કહેવાથી સૌભાગ્ય પોતાનો બંગલો જુગારમાં મુકે છે. અને ખુએ છે. પરંતુ હાર્યો જુગારી બમણું રમે તેમ સૌભાગ્ય પોતાની સ્ત્રીની કિંમતી વિંટી–પોતાની છેલ્લી મિલ્કત જુગારમાં મુકે છે. સાથે જુગાર રમતો મિત્ર દગાથી પાનુ બદલે છે અને સૌભાગ્ય તે જોઈ જાય છે ને જોવાની સાથે તેઓની સાથે રકઝક કરી મારામારીના મામલા પર આવી, બે જણાનું ખૂન કરી સૌભાગ્યનું નાશી જવું.

# અંક ત્રીજો

## પ્રવેશ પહેલો.

**કોર્ટનો સીન.**

સુભાષચંદ્રની કોર્ટમાં ટ્રાયલ. કોર્ટની નજરમાં સુભાષ વિનાયકરાવનો ખુની ઠરે છે. જેથી સુભાષનુ ફાંસીની સજાનું પાત્ર બનવું ત્યાંજ મંગળાનુ પોતાની કરૂણ સ્થિતિપર કલ્પાંત અને પછીથી બેભાન થવું.

## પ્રવેશ બીજો.

### કોમીક.

સુરેષ અને ચંપા કોર્ટમાં પોતાનાં લગ્ન રજીસ્ટર કરાવવા આવ્યાં છે. ઓઘડદાસની ઉલટ તપાસ કરતાં તેનો કેસ માર્યો જાય છે. જજ સુરેષ અને ચંપાના લગ્ન કાયદાની રૂએ રજીસ્ટર કરી આપે છે. ઓઘડ કાકાના નિશ્વાસ, ચંપા સુરેષનો, આનંદ અને કાકાની મશ્કરીમાં રજા લઇ ચાલ્યા જવું.

## પ્રવેશ ત્રીજો.

### સીન ત્રીજો.

**મંજરીનું દિવાનખાનું.**

જુગારમાં સર્વ મિલ્કતથી ફના થયેલો સૌભાગ્ય મંજરીને ત્યાં શોકગ્રસ્ત હાલતમાં બેઠો છે. ત્યાં અંદરથી વૈકુંઠ તથા મંજરીનું આવવું અને સૌભાગ્ય પોતાની સર્વ મિલ્કત હારી ગયો છે; એમ મંજરીને સમજાવી સૌભાગ્યને કાઢી મુકવા માટે વૈકુંઠનું કહેવું. અને મંજરીનું તે પ્રમાણે કરવું બન્નેનો પ્રેમ શત્રુતામાં ફેરવાઇ જતાં તકરાર થવી, અને મંજરીનું ભૈયાઓને બોલાવી સૌભાગ્યને એક થાંભલા સાથે બંધાવવો અને તેના પર ગોળી બાર કરવા જવું ત્યાં જયવતીનુ આવવું. અને સૌભાગ્યને બચાવવો, હૃદય પલટો, અને અનીતિમાંની અંતિમ સુધી પહોંચેલો દારૂડીઓ દેશાભિમાંની થાય છે. જયવતીના ચરણુમાં પડી પોતાની કરેલી ભૂલો માટે દીન થઈ ક્ષમા યાચે છે. જયવતી સૌભાગ્યની કસોટી કરી તેનામાં વિશ્વાસ બેસતા નિર્દોષ સુભાષને બચાવવા વિનવે છે પણુ તેમ કરતાં જયવતી પોતે વૈધવ્ય પ્રાપ્ત કરે તેટલા માટે સૌભાગ્યનું ખમચાવું આદર્શ વિરાંગના ખંજરથી આત્મહત્યા કરી સૌભાગ્યને માટે સુભાષને બચાવવાનો માર્ગ

ખુલ્લો કરી આપે છે, સૌભાગ્યના હૃદય પર આથી સખ્ત આઘાત. નાસી છુટેલી મંજરીને ખેંચી લાવી પોતાના થએલાં સર્વે પાપોની કારણભુત તેનેજ ગણી તેનુ ખુન કરે છે. દુષ્ટ વૈકુંઠ મંજરીની મદદે ધાય છે. તેનો પણ સૌભાગ્ય પ્રાણ લે છે અને પછી ત્યાંથી સુભાષને બચાવવા ફાંસીના માંચડા તરફ પ્રયાણ કરે છે.

## પ્રવેશ ૪ થો.

### કોમીક.

ચંપા જતી રહેવાથી ઓઘડકાકા રસ્તામાં અફસોસ કરતા ઉભા છે. નવરંગ દિલાસો અપો છે. ત્યાં ચંપા અને સુરેષ ટેનીસ રમી કલબમાંથી પાછાં ફરે છે અને ઓઘડદાસના ખભા પર રેકેટ અજાણતાં મારી મશ્કરી કરે છે. કાકા ગુસ્સે થાય છે પણ કાયદા આગળ લાચાર થઈ ગમ ખાઇ ચાલ્યા જાય છે. સુરેષ ચંપા પણ મોજ કરતાં પોતાને ઘેર જાય છે.

## પ્રવેશ પાંચમો.

### સીન ફાંસીનો માંચડો.

સુભાષને લઈ ફાંસીને માંચડે સત્તાધિકારીઓનું આવવું મંગળા અને સુભાષનું છેલ્લો મેળાપ હોઇ મંગળાનું હૃદય ફાટ રૂદન. પણ તેને આશ્વાસન આપી બહાદુરીથી સુભાષનુ ફાંસીને માંચડે ચઢવા તત્પર થવું. પોતાના પાપનો પોકાર કરતાં સૌભાગ્યનું ત્યાં આવવું, અને પોતાના પિતાના ખુની તરીકે જાહેર થવું. સૌ કોઈનું આશ્ચર્ય પામવું, સૌભાગ્યનું સુભાષને ફાંસીને માંચડેથી નીચે ઉતરવા કહેવું, અને ઉતારી તેની સાથે ભેટી હૃદય સરસો ચાંપી પોતાની ભૂલો માટે ક્ષમા માગવી આખરે સુભાષને દેશ સેવા કરવાનો મંત્ર અર્પી પોતાના ખંજરથી પોતાના હાથેજ એક વીરને છાજે તેવી રીતે સૌભાગ્યની આત્મહત્યા.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

"જય ભારતીના" નાદથી આશ્રમ ગાજી રહ્યો છે સુભાષ મંગળા સમાજની દુષ્ટ રૂઢીને ઠોકરે મારી લગ્ન ગ્રંથીથી જોડાય છે અને દેશોન્નતિના કાર્યમાં ઝંપલાવવા પરસ્પર વચનથી બંધાય છે.



शान्ति शान्ति शान्ति

# "જય ભારતી"
## નાટકનાં ગાયનો

### અંક પહેલો.

—:મંગળાચરણ:—

પ્રણમું દેવી—જયભારતી
અધમોધારણ દુઃખ હારીણી.
વંદુસ્તવિત પતિત્ પાવની;
અર્ધ્ય ગ્રહણ કર દેવી.—જયભારતી
કાવ્ય પુષ્પની ભરીત અંજલી;
તુજ અનુગ્રહથી મંત્ર કરણી,
ગ્રથન કરીએ દેવી—જયભારતી
જયજય સૌનો તું કરનારી,
સુખ સર્વને તું દેનારી;
પ્રેમે નમીએ દેવી—જયભારતી.

વિનાયકરાય **૨.**

'હાશ'જો લઇ ના શકો તો, હાય ને લેશો નહિ;
સુખ કોને દઇ ના શકો તો દુઃખ કોને દેશો નહિ.
અંતર રીઝાવી ના શકો તો અંતર તમે કાપો નહિ;
કુશબ્દથી કંગાળને પણ કાદિ સંતાપો નહિ.
એ હાય ઉની લ્હાય છે સંસાર આખો બાળશે;
એ હાયનો લેનાર તો પરિણામ ભુડું ભાળશે.

**૩**

**ચંપા** ઘરડો પતિને હું તો નાજુકડી નાર;
કેમ કરી ફરવા જવાયરે, મુંબઇ ચોપાટીના ચોકમાં
લાકડી લઇને બુઢ્ઢો હિંડતો હો રાજ;
કેમ એની સાથમાં ફરાયરે, રાણી વિકટોરીયાના બાગમાં
ધારે જગત બાપ દીકરી હો રાજ;
કેમ કરી ચુંબનો ચુમાયરે, મુંબઈ ચોપાટીના ચોકમાં

૪

બોઘડકાકા   બુઢાપો મારો કાઢીને જુવાન મને બનાવો;
બુઢ્ઢાની ફરીઆદો કાઢી આશિષ લઈ સિધાવો.

જાદુગર   જાદુગરની એકજ ગોળી સહુ ફરિઆદો કાઢે;
આ જાદુગર અજબ અલૌકિક બુઢ્ઢાપાને બાળે.

૫

સુભાષ   ચહેજે દેશની સેવા યુવાનો હોતો એવા હો;
ગુલામી તુચ્છતી આંખો હૃદય નિજ દેશનો ફાડો.
જગત ગજવે કરી હાંકો યુવાનો હો તો એવા હો;
હસીને નોતરે આફત મચાવે મોતથી જાફત.
ન ઇચ્છે કોઇની રાહત યુવાનો હો તો એવા હો.
જીવે જે દેશ ને કાજે મરે જે દેશને કાજે;
લડે જે દેશને કાજે યુવાનો હો તો એવા હો.

૬

મંગળાઃ—   હિંદુ સમાજે નારીઓના નાથ કો મરશો નહિ;
મરજો તે પહેલાં સ્ત્રી ભલે; સ્ત્રીનો પતિ મરશો નહિ.
મરતાં પતિ નિજ નારીઓના હાલ બુરા થાય છે
સૌભાગ્ય જાતાં સ્ત્રી તણાં જીવન ગુલામી થાય છે.
ઓ ઇશ આવા ક્રૂર તું અબળા ઉપર બનનો નહિ;
કુમળી બીચારી બાળકીનાં નાથ તું. હરતો નહિ.

૭.

સૌભાગ્યચંદ્ર   પ્રણય પંથે જનારાને સમયને સ્થાન ઓછાં છે.
સમય સંધ્યા વહી જાયે છતાં એ ભાન ઓછાં છે.
કમળમાં જાવું છે સ્હેલું બીડાવું છે અતિ મુસ્કીલ;
રૂપેરી એ સનમ ગોદે જીવનનાં ભાન ઓછાં છે.
"આવો" ના ઉદગારથી સકળ સન્માન ઓછાં છે;
...અરે એ એક આલિંગન, તણાં સૌ દામ ઓછાં છે.

૮

જાદુગર	અજબ આ પ્યારના બંધન જગત કેદી બને છે ત્યાં;
અરે એ રંકને રાજા બધાં સૌએ ઝુકે છે ત્યાં.
સલામો લાખ જ્યાં થાતી ને પડતા બોલ ઉંચકાતા.
છતાં એ જાણનારાઓ બધાં પાગલ બને છે ત્યાં.
અજબ એ જેલખાનાની દીવાલો તોડવી મુશ્કીલ;
છતાં એ જાણનારાઓ બધા કેદી બને છે ત્યાં.

૯.

ચંપા જાદુગર હું તો હવે છું તારી જાદુગર;
ડોસાને હું દઇશ ત્યાગી જાદુગર.
હું છું તારો મોરલો ને તું છે મારી ઢેલ;
પ્રેમથી ફરીએ હવે ને ડોસો કરશે લ્હેર.
સુંદર લાવો સાડીઓ ને મુકાવો કસબી કોર;
ડોસો છોને દાઝીને કરતો શોર બકોર.

૧૦.

વિનાયકરાય	ગતી ગુઢ કર્મની ન્યારી મનુષ્યો જ્યાં ભરે પાણી
ન ચાલે યત્ન કોના ત્યાં કરેલાં થાય ધુળધાણી
મનુષ્ય શું કંઇક ધારે ને ત્યાં કુદરત શું કરી બેસે;
કરમના ખેલ છે ન્યારા જગત જે ના જરી સમજે.

૧૧.

## અંક બીજો.

સુભાષ	એકજ વૃક્ષની ડાળ (૨)
નથી તફાવત અમે સમજતા એકજ વૃક્ષની ડાળ;
અમે સૌ એકજ વૃક્ષની ડાળ.

હિંદુસ્તાન એ દેશ અમારો છે ભારતી માત અમારી;
તે માતાની મુક્તિ માટે જીવન કરો કુરબાન,
અમે સૌ એકજ......

હિંદુ મુસલમીન પારસી સહુ એકજ માતનાં બાળ.
ભારતનો જય જય કરવાને અર્પીશું આ પ્રાણ;
અમે સૌ એકજ....

૧૨

**ચંપાને જાદુગર** ચાલો ચંપા ફાવ્યા આ મુરખ અહિંથી નાઠા,
મારી ચંપા ચાલોને મોજ ઉડાવીએ.
પ્રેમી હું જોગણ તારી હવે બનીશ હું શેઠાણી,
મ્હારા વહાલા કોર્ટમાં સીધાવીએ.
આ જાદુગર તારો પ્રેમી તું બનીશ નહિ પાખંડી,
મારી ચંપા રજીસ્ટર લગ્ન કરાવીએ.
મહેલે સાથે રહેશું પ્રેમે છાની વાતો કરશું,
મ્હારા વ્હાલા સંસારે પ્રેમ મ્હાલીએ.
બુઢ્ઢાને રોવડાવ્યો તેમ મને તું ના છેતરતી.
મારી ચંપા સજોડે ચાલો સિધાવીએ.

૧૩

**મંગળા** પ્રભુ તું ક્યાં ગયો આજે અમારાં અશ્રુ જોતો જા,
હૃદયના શુદ્ધ પ્રેમીના જરા તું અશ્રુ લોતોજા,
થયેલા પુર્વના પાપો હવે તું શીદ સંભારે,
હૃદય ડંખી રહ્યું આજે જરા તે ડંખ જોતોજા.
ગણીને બાળ સૌ તારાં સહુ પાપો પ્રજાળી દે,
અમે તો આપના છોરૂ ડુબેલાને તું તારી દે.

૧૪

**સુભાષ** વિતી ઘણી નિશાઓ વિત્યા ઘણા પ્રભાતો
તોયે ન હિંદ જાગ્યા, કંકાશ બીજ લાગે.
નહિ ભ્રાતૃભાવ હૈયે નહિ દેશદાઝ દિલે,
તેથી વિનાશ કેરા સૌ દિશ ઘંટ વાગે.
સદ્‌બુદ્ધિ સદ્ વિચારો પ્રેરો પ્રભુ સહુમાં.
વાધે સુસંપ સ્નેહ તુજ બાળ એજ માગે.

## અંક ત્રીજો.

૧૫

**સૌભાગ્ય** બનીને દાસ હું તારો કુસુમ માળા ચઢાવું છું.
નમીને હું તને પ્રેમે હું મ્હારૂં દિલ નમાવું છું.
સૌંદર્યનો સાગર બધો હૃદયથી હું સ્વિકારૂં છું.
સકળ આજ્ઞા પ્રિયે તારી નમી શીરપર ચઢાવું છું.
અબળા છતાં પ્રબળા બની મને આજે ઉગાર્યો છે.
મદિરા મસ્ત નિર્લજને પ્રિયે આજે સુધાર્યો છે.

૧૬

**ચંપા ને જાદુગર** હવે અમે જાશું કાકા મ્હારા
ચાલોને ચંપક પ્યારા
ઓ ચંપા તું શીદ કરે છે લારા
ઓ કાકાં જુવાન બનીલો મારા
ચાલોને ચંપક પ્યારા,
હવે અમે જાશું કાકા મ્હારા.

૧૭

**સુભાષ મંગળા વિગેરે**—

ભારતનો જય ચાહનારા દયા ધર્મનો પકડો પંથ,
વૈર ભાવ સૌ દ્વેષ તજીને સંપતણા સૌ પકડો પંથ.
પરનારીને માતા સમજી સત્ય પ્રેમના પકડો પંથ,
દેશ કાર્યમાં જીવન અર્પી મોજશોખના છોડો પંથ.
બાળલગ્ન વૃદ્ધલગ્નના સમાજમાંથી કાઢો પંથ,
પુનર્લગ્નને દો ઉત્તેજન પુનર્લગ્નના પકડો પંથ

**સમાપ્ત**

ॐ

**શાન્તિ! શાન્તિ! શાન્તિ!**